

# દેવકર ભંડારીઓના પંચના કાયદા.

# બુક સાલ ૧૯૭૩.



છપાવી પ્રસિદ્ધ કરનાર—

કોલકવાસી ગોવીંદ દાજી કેણી.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું -

કોલક તાલુકા પારડી.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

પ્રત ૧૦૦.

# પ્રસ્તાવના.

શ્રી દેવકર ભંડારીઓના, સંસાર વહેવારમાં ખલેલ પડવાથી સંમસ્ત પંચો મળીને સરળ રીતે વહેવાર ચલાવવા માટે ધારા બાંધ્યા છે એ વિષે સરવે દેવકર ભંડારીઓએ ન્યાત પૈકીની સભા ભરી ન્યાય ચુકાવવા પટેલો તથા કારભારીઓ તથા મેમ્બરો દરેક ગામોના નીમ્યા છે અને તેઓના નામ દાખલ કર્યા છે એઓ હંમેસના માટે નિરસ્વાર્થ પરાયણ રહી પરમાર્થી કાર્ય સમજી સત્ય માર્ગે ચાલી પંચોમાં ઇનસાફ કરવા બંધાયલા છે એ વિગેરેમાં પંચનો કોઈ ઇસમ નીચે પ્રમાણેના કાયદાથી વિરૂધ ચાલી પંચો મારફતે ચુકવવાનો કેસ તથા ચૂકવાઇ ગયેલા કેસની બાબતો સરકારમાં લઈ જશે અને પંચના માણસને તથા પંચોને હેરાન ગતીમાં ઉતારશે આવા પંચને નાલાયક ઠરેલા ઈસમ સાથે જન્મ પર્યન્ત સુધી વહેવાર સબંધ બંધ રાખવા પંચોનો ઠરાવ છે. નીચે પ્રમાણેના ઠરાવો ઘણાં ગામોની પંચો એકત્ર મળી સભા ભરી ઠરાવો યા કાયદા બાંધેલા છે. એ પંચોના સુધારા તથા ન્યાતની ઉન્નતી થવા માટે છે. તથા સરકાર દરબાર ચઢી પૈસાનો નકામો ખર્ચ બચાવવા ખાતરજ અને હંમેસા સારી રીતે સમાધાની જળવાઇ રહે અને ગરીઓને બીન પઇસા ખરચથી ઇનસાફ મળે અને નિભાવ થવા માટે કાયદા બાંધ્યા છે. એ દેવકર ભંડારીની સરવે કોમોને બંધારણમાં રહી જાહેરમાં લાવવું તથા કોમોની ઉન્નતી થવા ઉચીત ધારી સરવે સજનનોને નમ્ર વિનંતી કે આ કાયદાનું નાનું પુસ્તક દરેકે ધ્યાનથી વાંચીને વર્તવું જોએ છે એમાં આપણી કોમો પઇકીનુ ઘણું હીત સમાયલું છે આ પુસ્તકમાં લખેલા કાયદાનો કાચો ઉતારો કલમ ૧૩ સુધીનો જોગી રામજી કડુંએ ઘણો શ્રમ વેઠી લખ્યો છે તેનો પંચો ઉપકાર માને છે ત્યાર પછી કલમ ૨૫ પચીસ સુધી ગોવીંદ દાજી કેણીએ નવી કલમ દાખલ કરેલી છે એ પંચોને વધું જાહેર થવા મારી

ભલામણ છે કેમકે એથી આ ચાલુ કાળમાં ન્યાતે ઉચ્ચ સ્થિતી સ્થાપી જગમાં ઉજવળ પ્રકરણથી જાહેરમાં આવવું જોઇએ આવું ધારી પંચોના ફરમાસથી આ પુસ્તક છપાવ્યું છે.

**કોલકવાસી ગોવીંદ હાજી કેણી**

**તારીખ ૧૪ માહે માર્ચ સને ૧૯૧૭ ફાગણ વદ ૬**

**તા૦ ક૦**—કાયદા બાંધ્યા છે અને એનો પંચો મારફતે ચુકાદો થશે વીગેરેમાં પંચો ન્યાત બહિષ્કાર અગર રૂપીઆ પંચ ખરચના લઇ સમાધાની રવું અગર ન્યાય આપવો એ બે વિષય સીવાય બીજી કોઇ અણઘટતી શીક્ષા કરવાનો તથા દેહ દુઃખ દેવું એવા દંડનો પંચોને અધીકાર નથી.

સદર ગો. હા. કેણી

સરસ્વતી વિનવું ગણપતિને લાગું પાયે.
એક કરજોડી કરૂં પ્રાર્થના સહાઈ કરો પ્રભુતાય, ૧
દેવકરની સુજસ વૃદ્ધિ કરો કરજો અતી વીશાળ;
સકળ સૃષ્ટી મધ્યે પ્રસરે પૂરણ પરીવાર, ૨

**સમસ્ત પંચોને વીનંતી.**

સરવે સજ્જનો આપણે મળી કરીએ વીચાર,
આપણી કોમોની ઉન્નતી કરીએ અપરમ અપાર. ૧
કુમતી જડ મતિ છોડી ધરો સુજશ વિચાર.
કહંગી મતિનો જડ ધડકારો બહિષ્કાર, ૨
સદાએ અહંકાર ત્યાગી નિરાભિમાન થાવું,
ન્યાતની ઉન્નતી થવા માટે શરીરે કષ્ટ સેહવું. ૩
નાના, મોટા સર્વને સંભાવ ગણજો ભાઇ,
સ્નેહ પ્રિતિ લાવીને વરતજો શાલ શાહી, ૪
ઇન્સાફ કરતાં દ્વેષ નહીં રાખશો,
આપણે બધા એક પિતાના પરિવારજ જાણજો. ૫
ટુંક વિષયથી વિદિત કરૂં છું મર સહી ભાઇ,
વંદે છે ગોવીંદ કેણી, સરવેને નમ્રતાઇ. ૬



## દહેણું ન્યાતભાત નારગોળ તથા કોલક વીગેરેની સમસ્ત પંચો મલીને નીચે મુજબના ઠરાવ યા કાયદા બાંધ્યા છે.

---

૧ પુરૂષને એક સ્ત્રી હોય છતાં બીજી સ્ત્રી પરણવાની અગર નાતરેથી જોડાવા વીગેરેની પણ પંચોથી બંધી છે. તથા સ્ત્રીએ પોતે-અગર સ્ત્રીના મા બાપ તથા સગા વહાલાએ પણ પુરૂષને એક સ્ત્રી હોય છતાં બીજી પરણવૂ અગર પરણવાવું નહિ આથી જે કોઇ પુરૂષ યા સ્ત્રી પ્રતિબંધમાં નહી રહેશે તેઓનો વહેવાર સબંધ ન્યાતથી દૂર સમજવું એટલે ન્યાત વહેવાર કરશે નહિ પરણનાર સ્ત્રી પોતે હશે તો તે તથા તેના સગા કુટુંબોને પણ પંચો ઘટતો દંડ અગર ન્યાત વહેવાર બહાર રાખશે, ઉપર પ્રમાણેના ગુનાહવાળા પુરૂષને ન્યાતભેળો થવાને રૂ. ૫૦૦ નો દંડ આપવો જોઇશે તથા સ્ત્રીને રૂ. ૨૫૦ નો તથા તેના સગાં વહાંલાને સ્ત્રીની વીરૂધ વલણ લઈ જોર જુલમથી પરણાવશે તો તેઓને રૂ. ૨૫૦ નો દંડ આપવો પડશે ત્યાર બાદ પંચ તેઓ સાથે વહેવાર રાખશે.

૨ લગ્ન કરેલાં અગર નાતરેની પુરૂષને એક સ્ત્રી હોય અને તેનો નિરવંશ જતો હોય એમ ખરૂં કારણ જણાય તો પહેલાંની સ્ત્રીને લગ્નથી જોડાયાને વરસ ૨૦ થઈ ગયા બાદ બીજી સ્ત્રી સાથે પરણવું, અગર નાતરૂ કરવું એમાં પંચોની સંમતી લેવી પડશે, કલમ બીજીની રીતથી જે કોઇ વીરૂધ જશે તેને પંચ રૂ. ૩૦૦ નો દંડ લઇ ન્યાતભેળો વહેવાર કરશે.

૩ કલમ બીજી તથા પહેલી પ્રમાણે ખરા હકથી જોડાએલા સ્ત્રી પુરૂષે સંપ સલાહથી ચાલવું, કર્મસંજોગે શરીર સબંધી કાંઈ વ્યાધિવિકાર ઉત્પન્ન થાય તો અરસપરસ સંપ સલાહથી દયાભાવ રાખી એકમેકની ચાકરી કરવી, તથા જીવત અગર મરતાં સુધીની મુદતમાં પાલણ પોષણ કરવું. અને મૃત્યુબાદ સદ્‌ગતિએ પહોંચાડવાની પૂરી કીયા કરવી. આથી જે કોઇ વિરૂધ જશે તેવાને રૂ. ૫૧ નો દંડ લઇ પંચો ન્યાત ભેળો

કરશે, ઉપર પ્રમાણેનો પૂરૂષ અગર સ્ત્રી ઘણી ગરીબી હાલતનાં હશે તથા કોઈપણ રીતે પંચથી વિરૂધ જાય નહીં એવાં હશે તો દયાને લીધે પંચો ઘટતી મદદ આપી શકશે.

૪ સાસર પક્ષ તરફથી સ્ત્રીજાતિ રીશાઈ અગર ટંટા ફીસાદો કરી માબાપ અગર સગાંવહાલાંને ત્યાં આવેલી હોય તેવી તરૂણીને દિવસ ૧૦ સુધીની મુદત રાખી પાછી પોતાને ત્યાં મોકલવી, ઉપરની મુદત શીવાય વધુ વખત રાખવા જરૂર જણાય તો મજકુર ગામની પંચની સંમતિ મેળવવી, પછી રાખવી. આથી જે કોઈ સ્ત્રી રાખનાર વિરુધ જશે તેને મજકુર ગામની પંચ રુ. ૫૧ દંડ લઇ ન્યાત જોડે વહેવાર કરશે.

૫ સાસરાંવાળી સ્ત્રી અથવા છોકરી નાની ઉમરની (સ્ત્રી) પૂક્ષ ઉમરની તેના માબાપના કહ્યાં છતાં સાસરે નહીં જતી હોય તેવાંને સાસરે જવાની મજકુર ગામની પંચોએ ફરજ પાડવી. આમ છતાં મજકુર બાઇને તેનો પરણનાર ધણી રાખવાને ના પાડે તથા કંઈ અઘટીત કારણ બતાવે તેવાની પંચોએ પુરી તપાસ કરી તેનું કારણ સમજી એઉને ઘટતા પ્રમાણમાં પંચ શીક્ષા કરશે, એવા ગુનાહવાળા સ્ત્રી, પુરૂષ પાસેથી રૂ. ૧૨૫ નો દંડ પંચ લેશે તથા દરેકને જુદો દંડ કરવા બાદ પંચ જોડે વહેવાર કરશે.

૬ પુરૂષ ઇતર કોમની એટલે પારકી જાતની સ્ત્રી સાથે વ્યભીચારપણાથી ભ્રષ્ટ થશે, અગર વટલાશે તેવા બદકામ કરી સર્વે ન્યાત પેટીથી બહિષ્કાર એટલે ન્યાતભેળો નહિ રાખશે તેવા પુરૂષને મજકુર ન્યાતથી વહેવાર બંધ રાખી તુરત જાણ પ્રમાણે બીજા ગામોની પંચો ઉપર કાગળ લખી ખબર આપવી, કારણ કે બીજા ગામોની પંચને વહેવાર બંધ રાખવા માટે જાણવું જોઇએ. કલમ ૬ પ્રમાણે સ્ત્રી જાત હોય તોપણ એજ પ્રમાણે કાગળ લખી વહેવાર બંધ રખાશે.

અ. પુરૂષે તથા સ્ત્રીએ ન્યાત પેટીની બહારગામની પંચો એકઠી કરવી પડશે અને બહારગામના આવનારાઓનો ખોરાકી ખર્ચ

ગુનેહગારો કરશે. નહીં તો રુ. ૧૦૦ મજકુર ગામની પંચ રોકડા લઇ તે બહારનાઓનો ખર્ચ પુરો પાડશે.

બહાર ગામની પંચો મેળવવા માટે મજકુર ગામની પંચની સલાહ લેવી પડશે, મજકુર ગામની પંચ બેઠક ફીનો રૂ. ૧ ગુનેહગારે પહેલાં આપવો જોઇશે.

પુરૂષ જો ખરો ગુનેહગાર ઠરે તો તથા ન્યાતમાં આવશે એવું જણાય તો દેહસુધ્ધિની ક્રિયા કરાવી પંચ પાવન કરશે અને રૂ. ૫૦૦ નો દંડ લઈ ન્યાતભેળો વહેવાર કરશે.

સ્ત્રી જાતનો ગુનોહ ખરો ઠરશે તો તેનો જન્મ પર્યંત ન્યાત વહેવાર બંધ રહેશે. સ્ત્રીજાતને પાવન કરી ન્યાતભેળો વહેવાર કરશે નહીં, તેમજ ઉપર પ્રમાણેના તોહમતદાર સાથે જે કોઇ ન્યાત પઈકીનો ઈસમ વહેવાર રાખશે તો તેઓની પાસેથી રૂ. ૧૦ દંડ લઈ ન્યાત જોડે વહેવાર ચાલુ કરશે.

૭ પુરૂષ અગર સ્ત્રી ન્યાત પઇકીના પારકાં પુરૂષ સ્ત્રી સાથે વ્યભિચાર કરશે અને તે પંચના જાહેરમાં આવશે તેવાઓને રૂ. ૫૦૦ પાંચસો દંડ તથા સ્ત્રીનો કસુર જણાય તો તેણી પાસેથી રુ. ૨૫૦ નો દંડ લઇ ન્યાતભેળો કરશે. તથા સ્ત્રીની કસુર નહીં જણાશે તો તેને દંડથી પંચ મુક્ત કરશે.

૮ સ્ત્રી અગર છોકરૂં સુરતથી તે થાણા જીલ્લાનું ગામ કેલમી સુધીના ન્યાતિલા માંહેથી કોઈ ઈસમ રીસાઇ અગર ભૂલું પડી આવે અને વગર સગાં સબંધી વિનાનું હોય તેવાઓની પંચો દાદ લેશે, કયા ગામથી આવેલા તેનો પત્તો ઠેકાણું મેળવીને તેને પોતાને ગામ પહોંચતા કરશે, જેટલો કંઇ વખત પારકા ગામે રોકાવાનો થશે તેવા વખતમાં નીરાધારને ખોરાકી વીગેરેનો ખર્ચ મજકુર ગામની પંચો પંચફંડના નાણાંથી ખર્ચ કરશે.

૯ ન્યાત પૈકીમાં કોઈ ઇસમ પોતાના ધંધા વિષેમાં ન્યાતીલા માણસને દુઃખી કરવાના ઇરાદાથી તથા કોમને હીણપતમાં આણવા તથા નુકશાન કરવા વીગેરે જે કોઇ ન્યાતીલો સર-

કાર વીગેરેમાં ખોટી રીતે ચાડી કરી સરકાર તથા પંચો તથા ન્યાતીલા માણુસને વગર કારણુસર મહેનતમાં ઉતારશે તો એવા સખશ પાસેથી મજકુર પંચ નુકશાની તથા આબરૂ બદલ દાવાના ખર્ચના રૂ. ૪૦૦ લેશે, ત્યારબાદ ન્યાતભેળો વહેવાર કરશે. ન્યાતને જે કાંઈ ખર્ચ થશે તે ન્યાતના તોહુમતદારે ન્યાતને વસુલ આપવો પડશે.

૧૦ પુરૂષ અગર સ્ત્રી પોતાના માબાપ તથા જે કોઈનો વારસદાર થયા હોય તો તેવાઓની પુરતી બરદાશી લેવી, સ્ત્રીએ પણ માબાપ અગર સાસુ સસરા તથા કોઇ બીજાની સગાની હકદાર થઈ હોય તેવાની પણ પુરતી બરદાસ કરવી. પુરૂષ દત્તકપુત્ર થઈ રહ્યો હોય તો જેમ માબાપની બરદાસી કરવી પડે છે તેવીજ રીતે કરવું. તથા કોઈ સસરાને ત્યાં જમાઈ જઇ રહ્યો હોય અને સસરાની મીલકતનો ભોગવટો કરનાર તથા હકદાર થયો હોય તેવાએ પણ જેમ બાપની સેવા કરેં છે તેજ પ્રમાણે કરવું તથા જીવતાં સુધી સારી રીતે પાલણ પોષણ કરવું. ત્યારપછી મુવાબાદ સદગતીએ પહોંચાડવાની પુરતી ક્રિયા કરવી. આથી જે કોઇ પુરૂષ યા સ્ત્રી વિરૂધ જશે તેવાઓની પાસે રૂ. ૫૧ નો દંડ લઈ ન્યાતભેળાં કરશે.

૧૧ વહેવા તથા લગ્નના દાપાં નીચે પ્રમાણે.

**છોકરી તથા કન્યા તરફના ગામોમાં પંચને આપવાના દાપાં.**

૨) પ્રથમ વહેવા જોડણી ખર્ચના રૂ. ૨)

૨) આદરણી ચડાવતી વખતે રાત્રેના ખર્ચના રૂ, ૨)

૩) આદરણી ચડાવવાના દાપાના રોકડા રૂ. ૩)

૨) લગ્ન થયા બાદ વરમુંડીની રીતના રૂ. ૨)

**બ્રાહ્મણને કન્યાના માંડવેના વર તરફના દાપાં.**

૧ આદરણી ચડાવવાના દાપાં રૂ. ૧)

૧॥ લગ્નના દાપાનો રૂ. ૧॥

૦॥ લગ્નમૂહુર્ત ઘડી માડવી પડે તો દાપા રૂ. ૦॥

૦।=) લગ્ન વખતે ગણુપતિ પૂજાના રૂ. ૦।=)

૧૨ સભા મળી હોય તે વખતે કેસ ચાલતો હોય તેવામાં ફાલતું માણુસે પંચનો હુકમ મેળવ્યા શીવાય બોલવું નહીં, એથી કોઇ ઇસમ વિરૂધ જશે તેને તુરત રૂ. ૧૦ દંડ કરશે ત્યાં શીવાય ન્યાતભેળો થશે નહીં.

કેસ ચાલતો હશે તેવા વખતમાં અગર સમસ્ત પંચો મળી હશે તે વખતે એક બીજાએ બિભિસ્ત શબ્દ બોલવા નહીં તથા ગાળ ગલોચ કરવું નહીં એથી વિરૂધ જશે તેને રુ. ૫ નો દંડ લઇ ન્યાતભેળો કરશે. ન્યાતથી કેસ ચુકી ગયા બાદ તેના ઘેરનાં માણુસો પચને ધીક્કારશે અગર પટેલીયા કારભારી, મેમ્બરો વીગેરેને ગાળ ગલોચ કરશે તેનો ઘર કૂટુંબ સહીત પંચ ન્યાતબહાર રાખશે અને તેવાઓ પાસેથી રુ. ૨૫ નો દંડ લઇ ન્યાતભેળા કરશે.

૧૩ જે વખતે બધા ગામોની મોટી સભા મળી હશે તેવા વખતમાં નીમેલા માણુસને ઇન્સાફ કરવા દાખલ કરશે. તરફા તરફેણ પંચને જણાશે અને પંચને નુકશાન થતું હશે તેવા ઇન્સાફીઓને તુરત બંધ કરવામાં આવશે, અને પંચ દંડ પણ કરી શકશે. તથા મુખી અગર મેમ્બરમાંથી નામ કમી કરશે, પંચ જે ઇસમો નીમી ઈનસાફ ચુકાવવા કહેશે તેજ ઇનસાફ અઘટીત રીતે ચુકવાઇલો જણાશે તો તે પંચ માં મંજુર કરી ફરીથી પંચ પોતે બીજા નવા માણુસો નીમી તે ઇનસાફ ચુકાવવા મુખત્યાર છે. પંચની આવક તોડવા જે સખશ મથન કરતો જણાશે તેને પંચો રૂ. ૧૦ દંડ કરી ન્યાતભેળો કરશે.

કેસ ચાલતી વખતે નીમેલા માણુસ શીવાય બોલવાની ફાલતું પંચના માણુસને અગત જણાય તો રજા મેળવીને ઈનસાફમાં બોલવું, એથી વીરૂધ જશે તેને રૂ. ૫ દંડ કરશે.

૧૪ વાદી તથા પ્રતિવાદી બેઉ ઇસમને ગુનોહ તપાસવા અગર સાબીત કરવા માટે શાક્ષી લાવવા તથા લાયકાતવાળા માણુસને વકીલ મારફતે બોલવા સારૂ બેઉ પક્ષકારોને પંચની

રજાથી છુટ મળશે, વીરૂધ જનારને રૂ. ૫૦ દંડ

૧૫ કલમ ૬ પૈકીના કેસના તોહમતદારે બધા ગામોની મોટી પંચ મળી હોય તો સલાહ પુછવા માટે ફીના રૂ. ૫ આગળના ચાલુ રીવાજ પ્રમાણે આપવા જોઈશે.

૧૬ હીંદુસ્તાનની બહાર આફ્રિકામાં જઇ આવનારાઓને પાવન કરી ન્યાતે મળતાં કીધા છે, તથા ન્યાત જોડે વહેવાર પણ કર્યો છે.

૧ ફકીર મોરાર ભગવાગરને પાવન કર્યો સુરતની પંચે.
૨ પોચીઓ જીણો ચાર ગામની મોટી પંચે. સંસાર વિરૂધ કર્મ કરનાર પાસે મોટાં તીર્થ જાત્રા કરાવી પંચોએ પાવન કરી ન્યાતભેળો કીધો. (૧ ચમાર કેણીનો છોકરો).

૧૭ દેવકર ભંડારીની ન્યાત પૈકીમાં છુટા છેડાની ફારગતી કરવાનો રીવાજ ન હતો અને હાલ ચાલુ કાળને અનુસરી ન્યાતમાં સ્ત્રીઓની આબરૂ જળવાઇ રહે એવા ઉન્નતીના કારણ સમજી ન્યાત ફારગતી કરશે તો અબળા જાતીની નીતીની સંભાળ લઇ રક્ષણ કર્યા બરાબર છે. કારણકે ન્યાતમાં અજુગતું રિતિએ ઘણી સ્ત્રીઓ રખડે છે તે ઠેકાણે પડે.

બ. ફારગતી બધા ગામોની પંચોના અભિપ્રાય લીધા શીવાય થશે નહીં. અને પંચો ઉપર આધર છે, ભળતી સ્ત્રીઓ ધણીથી છુટી થવાનો ઇરાદો રાખી ખોટું બહાનું કાઢી પંચો પાસે ફાર ગતી મેળવવા ચાહશે તો ખરૂં કારણ સમસ્ત પંચોને જણાશે તોજ ફારગતી કરશે, કેવી સ્ત્રીઓની ફારગતી કરવી તે પંચની મુનશફી ઉપર છે.

૧૮ જે કોઇ ઈસમ મોટી સભા સમક્ષ ફારગતી લખી આપે તેજ સ્ત્રીને પાછી પંચની રજા શીવાય રાખે તો રુ. ૫૦૦ દંડ લઈ ન્યાતભળતો કરવો, અને સ્ત્રીને રૂ. ૨૫ દંડ લઇ ન્યાત ભળતી કરવી.

બ. ફારગતી કરેલી સ્ત્રીને રાખે અને પાછી તેને કહાડી મુકે તો તેવા પુરૂષ પાસેથી રૂ. ૬૦૦ દંડ લેવો, કારણ કે એવા પુરૂષો માણુસાઇ રીતથી વિરૂધ ગયા કહેવાય છે.

૧૯ દરેક ગામોની પંચોના નાણાની સીલક હોય છે; પંચના રૂ. જે કોઇ પંચના ઈસમ પાસે પંચની સીલક રહી હોય તથા કોઇ પાસે દંડના બાકી પડતા હોય અગર ઉછીના આવ્યા હોય એવા નાણાં જ્યારે પંચો માગે ત્યારે પાછા વસુલ નહીં કરે તો મજકુર પંચે તે ઇસમને ન્યાતબહાર મુકી બીજા ગામો ની પંચોને કાગળ લખી તેનો એટલે નાણા નહીં વસુલ કરનારનો વહેવાર દરેક ગામોની પંચોથી બંધ રખાવવો. અને નાણા બાકી રહેલા હોય તેથી બમણો દંડ ઠેરવવો: જ્યારે પંચના નાણા ટકા ૧ ના વ્યાજ સાથે વસુલ કરે અને પંચે ઠેરવેલો દંડ ભરે તોજ ન્યાતભેળો કરવો. જે દંડના નાણાં લેવાશે તે બધા ગામની પંચના ચોરાના સમજવા. ઉપર પ્રમાણેનો પંચોનો પુરો ચાપડો હશે તો પંચના માણ સને નાણું ધીરવા બદલ સરકારી સ્ટાંપની જરૂર નથી.

૨૦ દરેક ગામની પંચોએ ફંડના નાણાની વૃધ્ધિ થવાની યોજ નાઓ રાખવી જોઇએ. એમાં મોટું રહસ્ય સમાયલું છે. તથા ન્યાતની ઉન્નતી થવા માટે પ્રથમ તક સમાયલી છે કારણ કે પંચોના નાણાં પંચનાજ માણુસોને થોડા વ્યાજે ધીરીએ તો તે માણસ બીજા ઇતર કોમને પૈસા ભરતો છુટે અને પંચનો માણસ સુખી થાય. તથા પંચના નાણા યોગ્ય રીતે વપરાઈ જ્યાં સુધી પંચના નાણાં મળી શકતા હોય તો ઇતર કોમ પાસેથી લાવવાની બંધી કરવી અને પંચના નાણા વ્યાજે ફેરવવા. એવી સરતે કે એમુક મુદતે પુરા કરી જરૂર હોય તો પાછા તેને આપવાં. પંચનું નાણા સબંધી મોટું ફંડ વધારતા જવું. તથા ન્યાતીલા માણસને ધર્માદા તરીકે વપરાશમાં આપવું. ન્યાતીલામાં નીરાધારને આશરો આપવો.

પંચના દંડથી ઉઘરાવેલા પૈસા ઉજાણી કરી કે આડે માર્ગે આપી વાપરી દેવા નહીં. પંચના પૈસા પચોને ત્રેન ફ્રી કે બીજા અગત્યના ખર્ચ સીવાય ખાવા પીવામાં ખરચવા નહીં

એથી આપણો હંમેશ ધર્મ સચવાઇલો રહેશે; અને હમેશાં આપણી કોમ ઉન્નતિમાં આવતી જશે.

૨૧ ન્યાત પઇકીમાં દરેક ગામે આપણામાં પહેલા વહેવા જોડવા માટે બ્રાહ્મણને છોકરીને ત્યાં મોકલે છે. છોકરીને પરણાવવાની તેના વાલી વારસોની ખુશી નહીં હોય તો બ્રાહ્મણને કણુ આપે છે તે આપવું નહીં. અને કણુ આપ્યા પછી બે ચાર રૂપીયાનો ખર્ચ કર્યા પછી પાછળથી છોકરીવાળાઓ ના કહે છે એ ખોટું છે. તેમજ છોકરા તરફનાએ પણ ખોડ ખામીની પુરી તપાસ કર્યા શીવાય બ્રાહ્મણને મોકલવો નહીં બ્રાહ્મણ મોકલ્યા અને કણુ અપાયા પછી વહેવાની માગણીમાં વરકન્યા બેઉ તરફના બંધાવણમાં આવી ગયા કહેવાય છે; માટે આવા પ્રતિબંધને કોઇપણ ઉથાપી જશે તો તે દરેકને રૂ. ૫૧ નો દંડ પંચમાં ભરવો પડશે. ત્યાં શીવાય બીજે છોકરા છોકરીના વહેવા થઇ શકશે નહીં.

૨૨ બહારગામવાળાએ ન્યાત બીજા ગામમાં જઈ ત્યાંની પંચમાં કંઈપણ સલાહ પુછી જોવી હોય તો બેઠક ફીનો રૂ. ૧। તથા તેડા કરવા ત્યાં માણુસને મોકલે તો તેની મજુરીના રૂ. ૦। પંચ એકઠી કરનારે ત્યાંની પંચને ભરવા જોઇશે.

૨૩ લગ્ન પ્રસંગે જાન લઈ જનારને કન્યા તરફનાએ કોઈપણ રીતનું દુખ આપવું નહીં તથા તોફાન મારામારી કરવી નહીં. તથા છોકરી વદાઇ કરવામાં હેરાન કરી વળવાળાનો વખત ગુમાવવો નહીં. તથા લગ્ન થઇ ગયા કે બીજે કે ત્રીજે દીવસે છોકરીને વીદાઇ કરવી. આથી ઉલટી રીતે ચાલનારને રુ. ૧૦૧ દંડ થશે.

૨૪ લગ્નમાં જોડાવા માટે છોકરી મોટી હોય અને તે વર સાથે જોડાવાને ધીક્કારતી હોય તો જોર જબરાનથી છોકરીને તે વર સાથે પરણવવી નહી સબલકે આવી જબરાનથી લગ્ન સીધ થઈલું ગણાસે નહી તથાં છોકરા છોકરીનો સંસાર સારી રીતે નીવડશે નહિ આવી રીતે લગ્ન તથાં નાતરૂં વર કન્યાની

વીરૂધ જોડ નાર તથાં જોડી આપનાર બેઉને પંચ રૂ. ૨૦૦) નો દંડ કરી વસુલ લઇ ન્યાત ભેલાં કરશે.

૨૫ માણુસ મરી ગયા પછી પુખત વઇવાળા પુરૂષની બારમાંની પુરી ક્રીર્યાં કરવી તથાં સ્ત્રીની તેરમાંની પુરી ક્રીર્યા કરવી વગર અરચણે એટલે ક્રીર્યાં કરવામાં કંઈ અગવડ આવ્યા સિવાઇ મુવાની ક્રીર્યા કામ કરવાની તિથી જવા દેવી નહિ. એવાં માણુસને પંચોએ ધ્યાન આપી ક્રીર્યા કામ કરાવવું જો નિરાધાર પંચને માલમ પડે તો પચ ફંડમાંથી તારણ કરવા પૈસા ખરચવા ન્યાતીલા પૈકીનો કોઇ નીરાધાર માણુસ હોય તેની કંઇ મીલકત હોય તો તેવા માણુસે વારસ નામામાં તેની મીલકત સપુરસ પંચને કરવી તેના પંચએ વારસ થઇ બરદાસી રાખવી તથા ઉતર સાધન પણ કરવું આવી રીતે ઉપર પ્રમાણેના પંચોના બંધોબસ્તથી પંચોનું ફંડ વધશે. તથા શારી રીતે નીતિ જળવાઇ રહેશે પંચના માણુશ સુખી થશે.

---

**શ્રી પચોના કાયદાને પ્રથમ ઉત્તેજન આપનાર મંડળીના નામો.**

૧ બાપુભાઈ દેવજી કડુ સહી દા. પોતે.
૧ ચમાર સીણુવાર ઠાકર સહી. દા. પોતે.
૧ મંગળ ફકીર સહી દા. પોતે,
૧ લખમણ જીવણ ,,
૧ ભાણા બુધા ,,
૧ ભીખા પુના પટેલ ,,
૧ દીતીઆ મંગળા ,,
૧ બાપુ નારણ ,,
૧ પાણુસા કેશવ ,,
૧ શુકર દેવજી ,,
૧ જીવણ સીણુવાર ,,
૧ કેસવ બુધા સ. દા. પોતે
૧ જોગી રામજી કડું ,,
૧ કેસુ પરસોતમ ,,
૧ બાવાભાઈ સુકર ,,
૧ ફકીર દીતીઆ
૧ ગોવીંદ દાજી ,,
૧ ચમાર રામજી ,,
૧ દેવજી માધુ ,,
૧ મંગળ પરસોતમ ,,

## શ્રી પંચોએ નીમેલા પટેલો તથા કારભારીઓ તથા મેમ્બરોના નામ નીચે પ્રમાણે.

---

### શ્રી દહેણુંની મહાજનો.

| | |
|---|---|
| ૧ બાપુભાઇ દેવજી રાજકડું પટેલ | ૧ રામજી હીરા રાજકડું પટેલ |
| ૧ લખમણ જીવણ ,, ,, | ૧ બુધા નારણ ,, |
| ૧ લખમા મંગળ ,, ,, | ૧ દેવજી માધુ ,, |
| ૧ ચમાર રામા ,, | ૧ ગોવીંદ કેશવ ,, |
| ૧ નારણ જોગી પટેલ કારભારી | ૧ વામન જીવણ ઠાકર કારભારી |
| ૧ ચમાર નાના ઠાકર ,, | ૧ હીરાલાલ કડુ ,, |
| ૧ ચમાર સીણવાર ઠાકર કારભારી. | |
| ૧ રણછોડ ચમાર ઠાકર મેમ્બર | ૧ લાલા ઉકડ મેમ્બર |
| ૧ કેસવ બુધા પટેલ ,, | ૧ લાલા ઉકડ રાવુત ,, |

---

### શ્રી નવા તળાવની મહાજનો.

| | |
|---|---|
| ૧ બાવાભાઇ સુકર પટેલ | ૧ ભીખા પુના પટેલ |
| ૧ ચમાર જીણા ,, | ૧ વીઠલ દેવજી ,, |
| ૧ ભાણા બુધા રાવુત કારભારી | ૧ દેવજી ગોપાળ કડુ કારભારી |
| ૧ બુધા સુકર પટેલ મેમ્બર | ૧ રામજી દાજી મેમ્બર |
| ૧ કેસવ પરસોતમ ,, | |

---

### શ્રી નારગોળના મહાજનો.

| | |
|---|---|
| ૧ ચમાર રામજી રાવુત પટેલ | ૧ રામા સોમા પટેલ |
| ૧ નાના ભીભા કારભારી | |
| ૧ ગોવીંદ નારણ મેમ્બર | ૧ જોગી સોમલા મેમ્બર |

---

### શ્રી કોલક ગામની મહાજન.

| | |
|---|---|
| ૧ સુકર દેવજી પટેલ | ૧ સુકર જીણા પટેલ |
| ૧ નારણ મીઠીઆ કોળી કારભારી | ૧ મંગળ પરસોતમ કે. કારભારી |
| ૧ વીસરામ મંગુ મેમ્બર | ૧ ફકીર દીતીઆ મેમ્બર |
| ૧ બાવા ભુલા પટેલ ,, | ૧ ફકીર મોરાર ભગવાગર ,, |

## સમાપ્ત.

